સુધરેલી રીત મુજબ

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમીટીએ

તૈયાર કરેલી.

# ચોથી ચોપડીના અર્થ.

(જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; પાઠના સવાલ તથા સાર; અઘરા શબ્દો; જોડાક્ષરો; ડ્રિલ; મુંબઈ ઈલાકાની ભૂતળ વગેરે.)

રચનાર—મેસર્સ. સી. ડી. એન્ડ કો૦

રચનારનું ઠેકાણું—શાહપોર-સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર-સુરત.



છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

છાપવાનું ઠેકાણું-'શંકર' પ્રી. પ્રેસ. ચૌટા-પુલ-સુરત.

સને ૧૯૨૩ ] [સંવત ૧૯૭૯.

કિંમત રૂ. ૦-૭-૬

# ચોથી ચોપડીના અર્થ.

| | | |
|---|---|---|
| પાઠ ૧. | નૌકાશાસ્ત્ર=વહાણ ચલાવવાની કળા | ક્રમે ક્રમે=એક પછી એક |
| શહેનશાહ=મહારાજાધિરાજ | યોજના=ગોઠવણ | બાંધો=બંધારણ |
| સંગીન=મજબુત; જોરાવર | અત્યંત=ઘણોજ | નિર્માણ=નક્કી |
| પુરાતન=ઘણું જુનું | તાલીમ=કેળવણી | યુવરાજ=ગાદીનો વારસ |
| ચરિત્ર=વૃતાંત: હેવાલ | પ્રવાસ=મુસાફરી | આદરસત્કાર=આવકાર; પરોણા ચાકરી |
| જ્યેષ્ઠ=મોટા | પ્રદક્ષિણા=ચોગરદમ ફરી વળવું તે | લથડવા=ગબડવા |
| પ્રિન્સ ઓવ વેલ્સ=વેલ્સ પ્રાંતનો રાજપુત્ર | ચાલુ=કાયમ | રાજ્યાભિષેક=રાજગાદી પર બેસાડવાની ક્રિયા |
| ઇલ્કાબ=ખિતાબ | પદવી=ઓદ્ધા | પાયતખ્ત=રાજધાનીનું શહેર |
| નિખાલસ=ખુલ્લા મનના | પ્રવીણ=માહીતગાર | આબાદી=ચઢતી |
| | નિર્ણય=ઠરાવ | |

**સવાલ**—શહેનશાહ જ્યોર્જનો જન્મ કયે દિવસ થયો હતો? પ્રિન્સ ઓવ વેલ્સનો ખિતાબ કોને આપવામાં આવે છે? શહેનશાહ જ્યોર્જનાં વડીલ બંધુનું નામ શું હતું? શહેનશાહ જ્યોર્જને નૌકાશાસ્ત્રની તાલીમ આપવામાં આવી તેથી એમનામાં કઇ કઇ સારી ટેવ આવી? પ્રિન્સ આલબર્ટનો સ્વર્ગવાસ ક્યારે થયો? શહેનશાહ જ્યોર્જનું લગ્ન કોની સાથે થયું હતું? હાલ એમને કેટલા કુંવર તથા કુંવરીઓ છે? શહેનશાહ જ્યોર્જ હિંદમાં ક્યારે પધાર્યા હતા? શહેનશાહ એડવર્ડનો સ્વર્ગવાસ કયે દિવસે થયો? શહેનશાહ જ્યોર્જને ઇંગ્લાંડમાં રાજ્યાભિષેક કરવાની ક્રિયા કયે દિવસે થઇ? હિંદુસ્તાનમાં કયે દિવસે થઇ અને ક્યાં થઇ? આપણો ધર્મ શું છે? **સાર**—શહેનશાહ

પાંચમા જ્યોર્જના વખતમાં આપણા જાનમાલનું રક્ષણ થાય છે, તથા અદલ ન્યાય મળે છે, માટે આપણે શહેનશાહ પાંચમા જ્યોર્જ ઘણા વર્ષ જીવે। એવી પ્રાર્થના કરવી જોઇએ.

| પાઠ ૨. | મુલાકાત=મેળાપ | અંગરખો |
|---|---|---|
| સ્વામીભક્તિ=ધણીપર પ્રેમભાવ; ધણીનીસેવા | શરણાગત=શરણે આવેલો | પ્રસંગ=વખત |
| નાગોર=અજમેર; (એ રજપુતસ્તાનમાં છે) | બાજુએ મૂકયો=વિસારી દીધો | ચેત્યો=સમજ્યો |
| થાણું=કચેરી | ખાસ=ઘણો | ખંજર=જમૈયો |
| ઘેરો ઘાલ્યો=કબજે કર્યું | વિશ્વાસુ=ભરોસાદાર | પ્રાણ લઇશ=મારી નાખીશ. |
| લડત=લડાઇ; યુદ્ધ | ગુપ્ત=છાની | મ્યાન=કવર |
| બચાવ=રક્ષણ | ઝપાઝપી=કાપા કાપી; કતલ | નમ્રતા=નમનતાઇ |
| સંભવ=આશા; ભરોસો | જીવને જોખમ લાગશે=મરી જશે | મુજરો=સલામ |
| શરણે ગયો=તાબે થયો | સોગન=કસમ | વિશ્વાસઘાતી=ભરોસો તોડનાર |
| આશ્રય=મદદ | કુશળતા=સુખાકારી | ઉદાહરણ=દાખલો |
| જયપુરી=જેપુર | સમાચાર=ખબર | નીમકહલાલ=જેનું ખાય તેનું ભલું ચાહનાર |
| મુકામ=રહેઠાણ | ઝબ્બો=ઝુલતો ઢીલો | જીત=ફતેહ |
| કપટી=દગલબાજ | | |

સવાલ—વિજયસીંગ કયાંનો રાજા? વિજયસીંગને કોણે હરાવ્યો? ત્યાર પછી કયાં ગયો? ત્યાં શું થયું? પછી કયાં ગયો? અને શા માટે? ઇસરીસીંગ કયાંનો રાજા? વિજયસીંગના બાપને કોણે મરાવ્યો હતો? રજપુતોનો મુખ્ય ધર્મ શું છે? વિજયસીંગને ઇસરીસીંગ કેદ કરનાર છે એ વાત જવાનસીંગનાં જાણવામાં કયાંથી આવી? જવાનસીંગને કેદ પકડાતો શી રીતે બચાવ્યો? ઇસરીસીંગે પોતાના

સરદારોને કાનો દાખલો બતાવ્યો ? જીત મેળવવાની આશા કેમ રાખી શકાય નહિ ? સાર—જેનું લૂણ ખાધું હોય તેનું હલાલ કરવું એ દરેક માણસની ફરજ છે.

પાઠ ૭

સૂર્યવંશી=સૂર્ય ઉપરથી નીકળેલા કુળમાં પેદા થએલા
પ્રખ્યાત=નામીચા
લગભગ=આસરે
અવતર્યો=જન્મ્યો
રિવાજ=ધારો; રીત
ભાવ=હેત; પ્યાર
બેઠક=ગાદી
ધાસ્તી=બીક; શક
પક્ષપાત=તરફદારી
ધકકો=નુકશાન
ખેદ=દીલગીરી

યુક્તિ=તદબીર; કળા
પાયમાલ=જેનો નાશ થએલો હોય એવો
ઉદાર=સખી
હૃદય=અંતઃકરણ; મન
પાણીપાણી=નરમ
ઝળઝળીઆં=આંખમાં પાણીનું ભરાઈ આવવું
ગોઠવણ=તજવીજ
ભલે=સુખે; નિર્ભય
આડે=વચ્ચે
પણ=બાધા; નિયમ
ક્ષણે=વેળાએ
જન્મભૂમિ=જે જગામાં જન્મ થયો હોય તે

ખીજમતદાર=સેવક
ઝરો=ધીરે ધીરે પાણી વહે તે વહેણ
ઘુંટડો=મોંમાં માય એટલું
શૂરવીર=બહાદુર
કામગીરી=નોકરી
વીત્યાં=ગયાં
દેહ=શરીર
ઝળહળે=પ્રકાશે
ટેક=બોલેલું પાળવું તે

સવાલ—રજપુતોમાં કયું કુળ ઉંચું ગણાય છે ? માબાપનું ક્યાં છોકરાપર હેત વધારે હોય છે ? રાજસીંગને ભીમસીંગ માટે શું વહેમ હતો ? ભીમસીંગે તે વહેમ દૂર કરવા શું કર્યું ? ભીમસીંગે પાણીનું પ્યાલું શા માટે ફેંકી દીધું ? બે છોકરામાંથી કયો છોકરો આપકર્મી ? સાર—માબાપનું મન ન દુખાવવા માટે, અને તેમને રાજી રાખવા માટે તેમની મરજી મુજબ ચાલવું.

પાઠ ૮.

માનવું=કબુલ કરવું
કંદમૂળ=કંદ ને મૂળીઆ

ઉપવાસ=અપવાસ; ભૂખ્યા રહેવું તે
વેઠવો=ખમવો
બિકરાળ=બિહામણું
રાક્ષસો=દૈત્યો
નિશ્ચય=ઠરાવ
વહાણું વાયે=સવાર થતે
ઠર્યું=નક્કી થયું
કોપ=ગુસ્સો; રીસ
પૂર્ણ=પુરું
ખોળે માથું મૂકીશ=શરણે રહીશ
આશિષ=આશિર્વાદ
વિજોગ=જુદું પડવું તે
સાજાનતાજા=સુખરૂપ
રક્ષા=બચાવ; રક્ષણ
મુંજાવું=અકળાવું
વસમું=ઘણું કઠણ
આરો=અંત
આગ્રહ=હઠ
અવસ્થા=હાલત
વિનંતી=અરજ
ચલણ=સત્તા
ઝૂરીઝૂરીને=મનમાં બળી બળીને
નમન કર્યું=બે હાથ જોડયા; પગે લાગ્યા.
સોંપણ=સપુરત
હૈયું ભરાઇ આવ્યું=આંખમાં આંસુ આવ્યાં
વનવેશ=વનમાં પહેરવાનો પોશાક
ધારણ કર=પહેર
મૂર્છા ખાઇ=બેભાન થઇ
તીરસ્કાર=ધિક્કાર
અધર્મ=અનીતિ
ઋષિ=તપસ્વી
વિદાય કીધા=વળાવ્યા
બેશુદ્ધ=બેભાન
પ્રાણ ત્યાગ કીધો=મરી ગયા; સ્વર્ગવાસ કર્યો

સવાલ—સીતા કેવી સ્ત્રી ગણાય? રામને વનવાસ કોણે અપાવ્યો? કૈકેયીનો કોણે તીરસ્કાર કીધો અને શા માટે? રામ વનવાસ શા માટે ગયા? સીતાને શા માટે વનમાં આવવા ના પાડી? રામચંદ્રજીનું માતા પ્રત્યે કેવું હેત હોવું જોઇએ? સાવકી મા છોકરા સાથે કેવી રીતે વર્તે છે? બંધુ કેવા જોઇએ? દશરથ રાજાની આજ્ઞા લેવા જવાનો હેતુ શો? વનવેશ તે શું હશે? સાર—વિચાર વગરનું કામ કરવાથી પાછળથી પસ્તાવું પડે છે, માબાપનું વચન પાળવા માટે દુઃખ સહન કરવું.

## પાઠ ૫.

દુકાળીઆ=ભૂખથી પિડાતાં માણસ
દુબળા=કમજોર
પેટપુર=જોઇએ તેટલું
સુકાઇ ગયા=લેવાઇ ગયા

એંજીન=વરાળથી ચાલતો સંચો
કુદરતી=ઇશ્વરે મૂકેલી
કાયમ=ચાલુ
ગરમી માપવાનું યંત્ર=થર્મામીટર
ધરી=દાંડી પર પૈડું ફરે છે તે; આંક, આંસ

નિરંતર=હંમેશાં
નાડી=નાડ
ઉછળે છે=ધબકે છે
અંગ=ભાગ
સમાર=દુરસ્ત
તર=મલાઇ
સાકર=મીઠો પદાર્થ; ગળી ચીજ

ચરબી=ચામડીની અંદર ઠરેલો ચીકણો પદાર્થ
દુરસ્ત=સાફ
ક્ષાર=ખારો પદાર્થ
શ્રેષ્ઠ=ઉત્તમ
જુદી જુદી વાની=જુદી જુદી વસ્તુ

સવાલ—દુકાળીઆનાં શરીર કેવાં હોય છે? દુકાળીઆનાં શરીર એવાં શાથી થાય છે? આપણને ખોરાકની જરૂર શા માટે છે? ખોરાક ન મળે તો અંદરના ભાગમાં શું થાય છે? ગરમી માપવાનાં યંત્રનું નામ શું? એંન્જીન ચલાવવાને માટે શેની જરૂર છે? આપણા શરીરના અવયવો બરાબર ચલાવવાને માટે શાની જરૂર છે? નાના છોકરાના શરીરનું વજન વધારે કે મોટાનું? ગરમી કયો પદાર્થ ખાધાથી ઝટ ઉત્પન્ન થાય છે? ચરબી વધારવા માટે કયા પદાર્થ ખાવાની જરૂર છે? ચરબી વધારનાર પદાર્થ કયા મુલકના લોકો વધારે ખાય છે? કયા પદાર્થ માંસ વધારે છે? ક્ષાર પદાર્થ ખાવાની જરૂર શા માટે છે? લોહી સાફ કરવાને માટે કેવા પદાર્થની જરૂર છે? દૂધ કરતાં પણ વધારે ફાયદાકારક શું છે? સાર—માણસને હવા ને પાણી સિવાય ખોરાકની પણ જરૂર છે, કારણ કે તે વડેજ અંદરના સંચાને પુષ્ટિ મળે છે.

પાઠ ૬.

થાકીપાકી=કમજોર થઇ
નિસાસા=નિઃશ્વાસ

ભડકાટ=ઉજવારો
ટીપ=ટપકો
મસાલો=તેલનો

ભમરીઆં=ભીડું પકડનાર
ભમર=ભીડું પકડવાની જગા

| | | |
|---|---|---|
| પીલતા=કપાસમાંથી કપાસીઆ છુટા પાડતા | કરનાર | પુરી પાડે છે; તંગી મટાડે છે |
| કાંતતા=સુતર બનાવતા | નિર્માણ કરેલું=ઠરાવેલું | સમાધાન=ગુંચવણ કે ચિંતાનું મટવું તે |
| વણકર=વણાટનું કામ | ગરજ=મતલબ | |
| | ગરજ સારે એ=ખોટ | |

સવાલ—ડોસી શા માટે ભગવાનને દોષ દેતી હતી? તેના મનનું સમાધાન કોણે ને શી રીતે કર્યું? સાર—દુનિયામાં દરેક માણસને એક બીજાનો ખપ પડે છે માટે કોઇની સાથે ગુરાશ કરવી નહિ, દુનિયા માંહેલા પદાર્થ એક બીજાની મદદથી બને છે.

| | | |
|---|---|---|
| પાઠ ૮. | સાધુ | હોય એવું |
| અવલોકન=બારીક તપાસ | ઝડો=ઝડતી; તપાસ | આછું=થોડું |
| ખોડું=લંગડું | તપાસ=શોધ | લંગડું=ખોડું |
| નાખ્યું=મૂક્યું | સાક્ષી=સાહેદ | અનુમાન=વિચાર કરીને અટકળ કરવી તે |
| ધારી ધારીને=તાકી તાકીને | જાદુગર=જંત્ર મંત્ર કે અજાએબી ભરેલા ખેલ કરનાર, છલમી | બમણતી=ગણગણ અવાજ કરતી |
| પારખ્યું=ઓળખ્યું | સજા=શિક્ષા | વેરાય=કણ છુટા પડે |
| કેણી મેર=કઇ તરફ | નવાઇ=અચરતી; અચંબો | ઢોળાય=છલકાય |
| જવાહીર=કીમતી રત્નો (હીરા, માણેક, મોતી વગેરે) | જાદુ=છલમ | શાબાશી=ધન્યવાદ |
| | ગમ=બાજુ | ફેર=તફાવત |
| ફકીર=સાંઇ; મુસલમાન | કાણું=એક આંખ ફુટેલી | ટેવ=મહાવરો |

સવાલ—ફકીરને રસ્તામાં કોણ મળ્યું? ફકીરને કેવી ટેવ હતી? ફકીરનું અનુમાન ખરૂં હતું કે ખોટું? ફકીર ગુનેગાર હતો કે નહિ? ફકીરે ઊંટ વિષે શી શી હકીકત કહી! રાજાએ ફકીરને શા માટે છોડી દીધો? અવલોકન કરવાની ટેવથી શું ફાયદો? સાર—દરેક

માણસે હરેક વસ્તુ બરોબર જોવાની તથા તે ઉપર વિચાર કરવાની ટેવ પાડવી.

પાઠ ૯.

ભલામણપત્ર=ભલામણનો કાગળ
ઉમેદવાર=ઉમેદ રાખનાર
ખોળ=શોધ
વર્તમાનપત્ર=ચાલતા વખતના સમાચારનું છાપું:ન્યુસપેપર
જાહેર ખબર=છપાવીને ખબર આપવી તે
પસંદગી=પાસ
મહેરબાની=કૃપા
ભલામણ=સિફારસ; લાગવગ
લાયકી=લાયકાત
લુછી=સાફ કરી
જાજમ=જાડું બિછાનું
વ્યવસ્થા=સારી ગોઠવણ
સ્વચ્છતા=ચોકખાઇ
દીસી=દેખાઇ; જણાઇ
વિચારવંત=સમજુ
સ્થિતિ=હાલત; દશા
વિનય=નમ્રતા
સભ્યતા=ભલુકાઇ
રીતભાત=ચાલચલગત
ઓળંગી=વટાવી
ઠેસ=ઠોકર
ચોકસ=સાવધ; સંભાળ
વર્તનાર
કાળજીવાળો=ખંતીલો
ધકા=હડસેલા
પ્રયત્ન=વધારે મહેનત
શાંત=ધીરજવાળો
લક્ષણ=ટેવ, આદત
મરોડદાર=સારા વલણવાળા
રેતદાની=રેતી ભરવાનો ખડીઓ
સાવધ=હોશિયાર
ખુલ્લું.=દેખીતું
તોલ=પરીક્ષા; તુલના

સવાલ—શેઠીઆને ત્યાં કેટલા ઉમેદવારની અરજી આવી? તેમાંથી કેટલા પાસ થયા? શેઠે કેવી રીતે પરીક્ષા કરી તે કહો. અક્ષર કેવા લખવા જોઇએ? લખાણ કેવું જોઇએ? જે ઉમેદવાર પાસ થયો, તેમાં કયા કયા ગુણ હતા? તેની પાસે ભલામણ પત્ર હતો કે નહિ?

સાર—હરેક માણસને નોકરી પર રાખતાં પહેલાં તેના ભલામણપત્ર ઉપર આધાર ન રાખતાં તેને બોલાવી મંગાવી જાતે તેની ખાતરી કરવી.

પાઠ ૧૦.

જારી ગયા=જારી ગયા
સંકટ=દુઃખ
પહેલુંગાંઠું=પહેલાં ગમે તે
વેચી સાટી=વેચી કે અદલો કરી

સાધન=સાહિત્ય
સમયે=વખતે
ઉદ્યમે=ધંધે
જિંદગીપર્યંત=મરતા સુધી
પર્યંત=સુધી
ભાષણ=બોલવું
ગુમાસ્તો=મહેતો
અદેખાઈ=ઝેર; કીનો
વિરૂદ્ધ=સામું; ઉલટું
કસોટી=તોલ, પરીક્ષા
સોદો=માલ; સામાન
આરતાલ=કિંમતની પડપુછ
રવાદારગી=છુપી દલાલી કઢવી તે
કંઠી=ડોકમાં પહેરવાનું સોનાનું ઘરેણું
વીસરી=ભૂલી
દળદર=ગરિબાઈ
ફિટાડાએ=મટાડીએ
બોધ=ઉપદેશ
સંતાન=છોકરૂં
મિલકત=માલમતા
વારસ=હકદાર

સવાલ—જગમોહન કેવો છોકરો હતો ? તેની સ્થિતિ કેવી હતી ? એવી સ્થિતિ આવવાનું કારણ શું ? જુના ગુમાસ્તાની ચાડીથી શેઠના મનપર શું અસર થઈ ? શેઠે જગમોહનની પરીક્ષા કરવા માટે શું કર્યું ? જગમોહન ઉપર વધારે વિશ્વાસ શાથી બેઠો ? જગમોહનમાં કયો ગુણ હતો ? જગમોહનને તેના ગુણનો બદલો મળ્યો કે નહિ ?

## પાઠ ૧૧.

સંસાર=દુનિઆનો વહેવાર
દરવેશ=ફરતો ફકીર; એક જગ્યાએ સ્થિર નહિ રહેનાર ફકીર
ત્યાગ કરીને=તજીને
તાણ=તંગાશ, ખોટ
ફાટી નીકળતો=ફેલાતો
એકાંતવાસ=એકાંતમાં રહેવું તે
સારવાર=સેવા ચાકરી
આખર અવસ્થા=મરવાનો વખત
દિલાસો=ધીરજ
નામીચો=પ્રખ્યાત
બદમાસ=હરામખોર
સંખ્યાબંધ=ઘણાજ
લૂટફાટ=મારમારી લૂટી લેવું તે
પવિત્ર=શુદ્ધ
દુરાચરણ=ખરાબ ચાલચલગત
ધર્મિષ્ઠપણું=ધર્મ પ્રમાણે ચાલવું તે
અમર=અચળ; કાયમ
રસ્તો=ઉપાય; ઇલાજ
અશક્ય=થઈ શકે નહિ એવું
મુશ્કેલ=કઠણ; અઘરૂં
ટોચ=શિખર
બોજો=ભાર
કલ્યાણ=ભલું

| | | |
|---|---|---|
| લૂટ=ખુલ્લી રીતે માર મારીને લઇ લેવું તે | ફરમાન=હુકમ | કરી |
| | માથે ચઢાવી=કબુલ | વર્તણૂંક=ચાલચલગત |

સવાલ—દરવેશની નામના શાથી થઇ ? લુટારા પાસે કેટલાં માણસો, ગુલામ તથા દોલત હતી ? એ દોલત તેણે શી રીતે મેળવી હતી ? દરવેશે ત્રણ પથરા શા માટે ઉંચકવા કહ્યું ? લુટારો ખરો સુખી હતો કે નહિ ? એ કયારે ખરો સુખી થયો ? સાર—આપણે બીજાનાં દુઃખ મટાડવા માટે પ્રયત્ન કરવો.

## પાઠ ૧૨.

| | | |
|---|---|---|
| ખોટા=જુઠા | જીવ ભમી આવ્યો=ચકરી આવી | વવું તે; અખતરો |
| અજ્ઞાની=સમજણ વગરના | ચપટી ચપટી=જરા જરા | ચીસ=બરાડા |
| ધારે=માને | કડક=સખત | સોડે=પીમળે |
| ભૂત=મરી ગયા પછી કોઇ માણસ પ્રેત રૂપ થાય તે | કરડી=સખત; આકરી | ફાટી જાય=દૂધ ને ચોખા જુદા પડી જાય |
| ભોડકપટથી=ભૂતના સપાટામાં આવવાથી | અંગારા=સળગતા કોયલા | ઉતરી જાય=બે સ્વાદ લાગે |
| અરસામાં=દરમિઆનમાં | ઉંધો=અવળો | કસર=ખામી |
| | ચોંટી=વળગી | જુગતીથી=તદબીરથી; યુક્તિથી |
| | મંદવાડ=રોગ | બિનાશવાળી=ભેજવાળી. શરદીવાળી |
| | પ્રયોગ=અમુક સાધન વડે કંઇ કરી બતા- | |

સવાલ—વહેમી લોકોમાં કઇ કઇ જાતના વહેમ ચાલે છે ? વહેમ ટાળવાને માટે કયા કયા પ્રયોગ કરશો ? નજર લાગવાનો દાખલો આપો. કુશીનો પ્રયોગ શી રીતે કરશો ? નજર બાંધે છે ત્યારે થાળી સાથે વાડકો ચોંટી જવાનું કારણ શું ? નજર બાંધવાથી રોગ સારો થાય છે કે નહિ ? રોગ શાથી સારો થાય છે ? પાપડ બગડવાનું, દૂધપાક ફાટી જવાનું, અથાણું બગડી જવાનું, કારણ શું ?

## પાઠ ૧૩

નજરે પડે છે=દેખાય છે
એકાએક=ઓચિંતુ; એકદમ
મૂઠ=ચોટ
જીવ=જીવાત;
સળો=જીવાત; જીવડાં
અદાવત=દુશ્મનાઇ; વેર
ભુવો=ભૂત કાઢનાર
ઉતાર=જે ધાન્ય વગેરે કાંઇક ભૂત પ્રેત વગેરે કાઢવા માટે માથે ઉતારી ચકલે મુકવામાં આવે છે તે
ભોપળું=પોકળ; જુઠાણું
ડાકણ=ખરાબ નજરની સ્ત્રી; ભૂત થએલી સ્ત્રી; ચુડેલ
ચાળા=નિશાની
મસાણ=મુડદાં દાટવા બાળવાની જગા
ઠુંઠું=ડાળાં પાંદડાં વગરના ઉભેલા ઝાડનું થડ
ધડકે છે=ધબકે છે
શોરબકોર=ગુમાટ
વીગત=વાત
વિખ્યાત=પ્રખ્યાત
મંછા=ઇચ્છા
મંછાભૂત=મનની ઇચ્છા એજ ભૂત
શંકા ડાકણ=વહેમ એજ ડાકણ
કહેવત=કહેતી
વશીકરણ=વશ કરવાની વિદ્યા
શુકન=ધાર્યું થવાના ચિહ્ન
અપશુકન=નઠારા શુકન
તપાસ=શોધ; ખોળ

સવાલ—ઝાડને મૂઠ મારેલી ક્યારે કહેવાય? ઝાડ જડમૂળમાંથી એકાએક શા કારણથી પડી જાય છે? ભુવા લોકો મૂઠ ઉતારવાને શું પ્રયોગ કરે છે? બૈરાંઓ શા કારણથી ધૂણે છે? મસાણ કાંઠે ભડકા કયા કારણથી દેખાય છે? શહેરમાં કે ગામમાં ભડકા શા માટે નથી દેખાતા? તમે વહેમને ખરા માનો છો કે ખોટા? ખોટા માનો છો તો તેનાં કારણો જણાવો. વશીકરણ એ શું છે? શુકન એ શું છે?
સાર—કોઇપણ જાતનો વહેમ રાખવો નહિ. વહેમ રાખવાથી શરીરમાં બેચેની થાય છે. અને તેથી રોગ આવે છે. સમજુતી—જોરથી પવન આવ્યો તેથી નળીયું ખસી ગયું. (એટલે સહેજ અવાજ થયો) તે સાંભળી કુતરું ભસવા લાગ્યું. તેથી (ત્યાં ઘણાં માણસો એકઠાં થયાં) ત્યાં ઘણોજ અવાજ થયો તેમાં કોઇ માણસ કહે છે કે મેં

ચોર નાસતો જોયો; એવી મોટી વાતને મોટી લંબાવીને પ્રખ્યાત કરે છે, અખો કહે છે કે ભાઈઓ વહેમની વાતો એવી હોય છે.

**પાઠ ૧૪ મો.**

તાગ=છેડો, અંત
અપાર=પાર વગરનું
વાંવાઝોડું=પવનનું તોફાન
તૂટી પડશે=નીચે પડશે
કાટકા=કડાકા; ગડગડાટ
ચિરાઈ=ફાટી
ભયંકર=બિહામણા
બનાવ=બીના
અતિવૃષ્ટિ=ઘણો વરસાદ
કરાં=બોર જેવાં પાણીનાં બંધાયલાં ટીપાં
હિમ=ઘણી ટાઢ
ધરતીકંપ=જમીનનું હાલવું તે
જ્વાળામુખી=બળતા મોંવાળો
આનંદકારી=ખુશકારક
મંદમંદ=ધીમે ધીમે
નિરંતર=હમેશાં
માફક=અનુકૂળ
અદ્‌ભૂત=નવાઈ જેવું
ચમત્કારી=નવાઈ જેવું
દીંગમૂઢ=તાજુબ દીંગ થઈ જઈએ છી.
એ=અક્કલ કહ્યું કરતી નથી
છેવટ=આખર
અનંત=પાર વગરના
ધોડા=મોટી છોળો
મોજાં ઉતરી જાય=ઓટ થાય
છાયા=પડછાયો
સ્વપ્નાવશ=સ્વપ્ના આવે એવી સ્થિતિ
આત્મા=જીવ
ખોળીઆમાંથી=શરીરમાંથી

**સવાલ**—આકાશનો છેડો ક્યાં છે? તારા કેટલા છે? તારા આપણી પૃથ્વી કરતાં મોટા છે કે નાના? મોટા છે તો નાના શા કારણથી દેખાય છે? પૃથ્વી મોટી કે આકાશ? વીજળી શું છે? ધરતીકંપ શા કારણથી થાય છે? ભયંકર બનાવો ગણાવો. આપણા શરીરમાં કયા કયા ચમત્કારી બનાવો બને છે? એ શું છે?

**પાઠ ૧૫ મો.**

સત્તા=બળ; શક્તિ
વિસાતમાં=ગણતરીમાં
[illegible]
ઇંદ્રિયો=જે વડે જ્ઞાન અને કર્મ થાય છે તે (જ્ઞાનેંદ્રિય પાંચ છે જેમકે આંખ, કાન, નાક, જીભ, ચામડી. કર્મેંદ્રિય પાંચ છે જેમકે મોં, હાથ, પગ, ઉપસ્થ, ગુદા;)

બ્રહ્માંડ=પૃથ્વીનો ગોળો
સમર્થ=જોરાવર
કાર્યો=કામ
ખાતરી=ભરોસો
વ્યાપી=ફેલાએલો
સર્વ શક્તિવાન=બધી શક્તિવાળો; બધી વાતે પુરો

સર્વવ્યાપી=બધે ફેલાએલો
સર્વજ્ઞ=બધું જાણનાર
આપોઆપ=પોતાની મેળે
અમુક=હરેક; ચોક્સ
આધારે=આશરે
હેતુ=મતલબ
ઋતુ=મોસમ

નિયમસર=મુકરર કરે
વખતે
ન્યાયી=ઇનસાફી
દયાવાન=દયાળુ
આરોગ્ય=તંદુરસ્ત
સોસવું=ખમવું; વેઠ
પાપ=ઇશ્વરની આજ્ઞા
ઉલટું કરવું તે.

**સવાલ**—પૃથ્વી ઉપરના પદાર્થોનો અનુભવ આપણને શાથી થાય છે? ઇંદ્રિયો કેટલી જાતની છે અને કઇ કઇ? આ બધી જગતની રચના કોણે ઘડી છે? પરમેશ્વરને મોટા અને જોરાવર શાથી સમજવો? પરમેશ્વર સર્વશક્તિમાન, સર્વવ્યાપી અને સર્વજ્ઞ શાથી કહેવાય છે? જગત જે નિયમો વડે ચાલે છે એ નિયમો કોણે બાંધ્યા છે? જગત ક્યા બે મોટા નિયમોને આધારે ચાલે છે? એ નિયમોનાં નામ કહો. પરમેશ્વર ન્યાયી, માયાળુ અને દયાળુ છે એ તમે શાથી કહે છો? પરમેશ્વર ક્યારે નારાજ થાય? પાપ એટલે શું? ઇશ્વરી નિયમે પાળવાથી ફળ શું? **સાર**—પરમેશ્વર સર્વવ્યાપક, સર્વશક્તિમાન, સર્વજ્ઞ, સમર્થ ન્યાયી, માયાળુ દયાળુ છે.

**પાઠ ૧૭ મો.**

આગબોટ=વરાળથી ચાલતું મોટું વહાણ
વિલાયત=ઇંગ્લાંડ
ખાસ=મુખ્ય
ખલાસી=વહાણ ચલાવ-

નાર
એકંદર=કુલે
બરદરીએ=દરીઆની અધવચે
મુસાફરી=સફર
કંઠારવામાં=ચલાવવામાં

સપાટી=ઉપલો ભાગ
ખડક=પાણીમાં ઢંકાઇ રહેલો પથ્થર
ગાબડું=મોટું કાણું
કપ્તાન=આગબોટનો વડો અમલદાર

વીર=બહાદુર
અવકાશ=વખત
ગડગડાટ=ધુમાટ; શોરબકોર
પડઘમ=એક વાજીંત્ર; ઢોલ
તુતક=આગબોટનો આગલો ઉપલો ભાગ
દૃઢ મનથી=પાકા વિચારથી
ખડખડાટ=અફવાટ
સહાસ=અવિચારી કામ
ડોલ=સઢ ચઢાવવાનો થાંભલો
જળચર=પાણીમાં રહેનાર
ફરજ=ધર્મ; કર્તવ્ય
અમર=કાયમ; અચળ
યાદગીરી=નામના
કીર્તિસ્તંભ=યાદગીરી રહેવાને માટે ઉભો કરેલો ચણતરનો થાંભલો

સવાલ—આગબોટમાં બધું મળી કેટલાં માણસો હતાં ? નજીક આવી પહોંચ્યાં એટલામાં શું થયું ? કપ્તાને ને લશ્કરના અમલદારે શું કર્યું ? કેટલાં બચ્યાં ? જળચર પ્રાણીનાં નામ દો. ખલાસી અને સિપાઇઓનું નામ શાથી અમર રહ્યું ? એમનુ નામ અમર રાખવા માટે કોણે શું કરાયું ? સાર—દરેક માણસે પોતાની ફરજ ખરા અંતઃકરણથી બજાવવી

## પાઠ ૧૮ મો.

ફરતો=ચોગરદમ
કોટ=છોથી બાંધેલી ચુંની જાડી મજબુત દિવાલ
કાબેલ=હોશિયાર
મિસ્તરી=મુખ્ય કડીયો કે સલાટ
સુલતાન=મુસલમાન રાજા; સુલતાન
અજાયબ તરેહનો=નવાઇ જેવો
દહાડાને અંતે=સાંજે
ચણતર=ચણવાનું કામ
ભેદ=છુપી વાત
હીકમત=યુક્તિ; તદબીર
બેઠકે=મુકામે
ઇલમ=જાદુ
બેશક=નક્કી; જરૂર
આજીજી=કાલાવાલા
ઝારી=નાળચાવાળી લોટી
ઇલમી=જાદુગર; મંત્ર જાણનાર
નિર્ભય=ભય વગરનું
સ્થાન=ઠેકાણું
કબુલાત=વચન

સવાલ—અહમદશાહ કોણ હતો ? તેણે કયું શહેર વસાવ્યું ?

શેઠ બંધતો હતો તે પાછો ઉખડી શા કારણથી જતો હતો ? ઉખડ જવાનું કારણ સુલતાનના જાણવામાં આવ્યું ત્યારે તેણે શું કર્યું માણેકનાથ કોણ ? અમદાવાદમાં તેની જગા હાલ ક્યાં છે ?

| | | |
|---|---|---|
| પાઠ ૧૯ મો. | અથવા આપવી તે | બતા=દેખાડ |
| પ્રમાણિક=વાજબી રીતે | દફતર=ચોપડા | કીધર=ક્યાં; કયે ઠેક |
| ચાલનાર | ખિન્ન=દુઃખ; દીલગીરી | આનાકાની=હા ના |
| ફંટાળો=તિરસ્કાર | સદ્બુદ્ધિ=સારી બુદ્ધિ | ચાબુક=ચબખો |
| નામું ઠામું=લેણદેણનો | તત્કાળ=તરતજ | ફેરવી તોળ=વાત ફેર |
| હિસાબ | ફુલાતો=ખુશ થતો | જીસકુ=જેને |
| આડું અવળું=જુઠું | અબે=એ | પાગળ=મૂર્ખ |
| વ્યાજવટાવ=વ્યાજ વગેરે | બનીઆ=વાણીઆ | કરતો હરતો=કારભાર |
| વટાવ=નુકસાની લેવી | ચલ બે=ચાલ | સાખ=આબરૂ; વટ |

**સવાલ**—છગનને દુકાનનું કામ જોઈ ફંટાળો આવવાનું કારણ શું દુકાનમાં એક દિવસ શી બીના બની ? પટેલનો હિસાબ કેવી રીતે ગણ્યો ? થોડીવાર પછી બીજો શું બનાવ બન્યો ? તેનું પરિણામ શું આવ્યું ? મીઓ વાણીઆને મૂકીને કેમ જતો રહ્યો ? ગુમાસ્તાને શેઠે શા માટે કાઢી મૂક્યો ? શેઠની શાખ શાથી વધી ? ગુમાસ્તાને ઠગાઈનું શું ફળ મળ્યું ? **સાર**—કોઈને પણ ઠગીને લેવાની દાનત રાખવ નહિ, કોઈની મશ્કરી કરવી નહિ. હંમેશાં પ્રમાણિકપણે ચાલવું.

| | | |
|---|---|---|
| પાઠ ૨૦ મો. | આર=ભમરડાની નીચે | ચીતરેલો નમુનો |
| ખરું કામ=ખ્યાતિ બીજામ | લોઢાની પાતળી સળી | મશ્કરી=મજાક |
| છાતી ચલાવનાર=હિંમ- | હોય છે તે | દાખલો=હિસાબ |
| તવાન | અણબનાવ=એ બનાવ | નિંદા=કોઈનું ભુંડું બ |
| કાને=સાંભળવાને | નકશો=ગામ કે દેશનો | લવું તે |

મોઢું ઉતરી જવું=ઝંખવાણો થવો
કસુર=વાંક; ખામી; ભૂલ
વંકાવું=મેળ ન રાખવો
શરમ=માન; સંકોચ
હાંસી=મજાક; મશ્કરી
છાપ=અસર
ચાહે=ઇચ્છે
ચાલ=રીતભાત; વર્તણુક
કજીઓ=કંકાસ; ટંટો; હિસાક
દુર્ગુણ=અનીતિ

સવાલ—જયાનંદને જીવણરામ ચુનીલાલ અને મહેતાજીના છોકરા સાથે અણુબનાવ થવાનું કારણ શું? એમાં વાંક કોનો હતો? જયાનંદના વખાણ મહેતાજીએ શા માટે કર્યા. સાર—હંમેશાં વાજબી રીતે ચાલવું, કોઇની પણ શરમ રાખવી નહિ.

પાઠ ૨૧ મો.

વિક્રમાજીત=જીતાય નહિ એવો વિક્રમ
અજીત=જીતાય નહિ તે
મેવાડ=ઉદેપુર; (રજપુતાનમાં છે)
છંદ=નઠારી ટેવ
વ્યવસ્થા=ગોઠવણ
પટાવતો=રાજયના મુખ્ય સરદારો
ઠાર મારવું=જીવ લેવો
ધાવ=ધવરાનાર બાઇ
દાવો=હક
રણવાસ=રાણીઓને રહેવાની જગા; જનાનખાનું
ગોઠવવા=કરવા
બાળહત્યા=બાળકને મારી નાખવું તે
નિર્દોષ=બીનગુનેહગાર; અપરાધ વિનાનો
દયાજનક=દયા ઉપજાવે એવા
પીગળ્યું=પોચું થયું; દયા આવી
ઘાતકી=ક્રુર: નિર્દય
વર્ણન=બ્યાન; હકીકત
કલ્પાંત=ઘણું રડવું કકળવું તે; રડારોળ
રાજભક્ત=વફાદાર
કઠણ હૈયું=દયા વગરનું મન
હજામ=વાળંદ
આશરો=મદદ; સહાયત
ભાળ=તપાસ; પત્તો
રક્ષણ=સંભાળ
જીવ્યું=જિંદગી
સાર્થક=સફળ
સર્વસ્વ=બધું
સપુરત=સોંપણ
ચર્ચાય=ફેલાય; પ્રસરે
પરિણામ=ફળ; છેવટ
હદવાળી=આખર કરી
પન્નું=એક જાતનું કીંમતી રત્ન

સવાલ—વિક્રમાજીતને શા માટે મારી નાખ્યો? ઉદેસીંગ કોનો

બાકરી ? ઉદેસીંગનો જીવ લેવાનું બનવીરે શા માટે ધાર્યું ? ઉદેસીંગનો બચાવ કેવી રીતે થયો ? પનાએ ઉદેસીંગને કોને સોપ્યા છેડે ઉદેસીંગને રાખવાનું કારણ શું ? સાર—આપણી ફરજ ખરા અંતઃકરણ પૂર્વક બજાવવી અને તે બજાવવામાં પાછી પાની કરવી નહિ

| પાઠ ૨૨ મો. | હિકમત | બેરી પરણશે નથી |
|---|---|---|
| ઘણાકો=ઘણા જિલ્લા, | સંખ્યા=ગણતરી | કોડ=હોંસ; ઉમંગ |
| એજન્સિ અને સંસ્થાન | માન્ય રાખી=કબુલ કરી | નિયમ=ઠરાવ |
| મળીને થએલો ગવર્ન | મોતને શરણે ગયા=મરી | બાઝી=વળગી |
| રના તાબાનો ભાગ | ગયા | આગ્રહ=હઠ; કાલાવાલા |
| સૈકો=સો વરસનો કાળ | આજીજી=કાલાવાલા | છક=દિંગ; ચકિત |
| સુકાની=સુકાન ફેરવનાર | રાહ=વાટ; વાર | હડસેલી મૂકયો=ધકકો |
| મદ્દત=ઓપરવા | શિર=માથું | મારી ફેંકી દીધો |
| ખડક=પાણીમાં ઢંકાએ | એકલદોકલ=એકલો | બંધુ=ભાઇ |
| લો પત્થર | ચિંતા=ફીકર; ધાસ્તી | ધર્મ=ફરજ |
| નિશ્ચે=નક્કી; નિરધાર | છાતી ભરાઇ આવી= | બંધુધર્મ=ભાઇ તરીકે |
| બચવાના=ઉગરવાના | રડવું આવ્યું | ફરજ |
| ઇરાદો=મનસુબો; વિચાર | ઉત્તર=જવાબ | સહીસલામત=સુખરૂપ |
| નીમ્યો=નિમણુંક કીધી | કબુલ કર્યું=માન્યું | યોજના=ગોઠવણ |
| યુક્તિ=તદબીર; કળા; | સંસાર માંડયો નથી= | |

સવાલ—ગોવા કયાં છે ? ગોવામાં હાલ કોનું રાજ્ય છે ? પોર્ટુગીઝ લોકો કયાંના રહેવાસી ? વહાણ શાથી ખડક સાથે અથડાયું ? ખોરાક વધારે દિવસ ચલાવવા માટે નવા કપ્તાને શું યોજના કરી ? ચોથી ચિઠ્ઠીમાં કોનું નામ નીકળ્યું ? તે પાણીમાં પડયો કે નહિ ? નહિ પડવાનું કારણ શું ? એના ભાઇને પડવાંની શા માટે રજા આપી ?

તે મરી ગયો કે નહિ ! સાર—ભાઇઓએ એક બીજાપર હેત રાખવું જોઇએ.

### પાઠ ૨૩.

ચિત્રશાળા=ચીતરવાની કળા; શીખવાની નિશાળ
ચિત્ર=છબી
ઉપરના=ઉપલા
ચિત્રકળા=ચિત્રકામ
શ્રેષ્ઠ=ઉત્તમ; સૌથી સરસ
તોલે=બરોબરીમાં
અદેખો=બીજાનું સારૂં જોઇ બળે એવો
સમાન=બરોબર
કીર્તિ=આબરૂ; માન
કલંક=એબ; બટ્ટો
અનેક=એકથી વધારે; ઘણા
ગપો=જુઠી વાતો
દિનપરદિન=દરરોજ
હરિફાઇ=બરોબરી;
નકલ=ઉતારો; કોપી
અળિઓલ=બીજાનું સારૂં જોઇ મનમાં બળે એવો
વખોડવું=ખોડ કાઢવી
વડાઇ=મોટાઇ; માન
જન્માષ્ટમી=શ્રાવણ વદ ૮; ગોકળ આઠમ; કૃષ્ણનો જન્મ દિવસ
અદેખાઇ=ઈર્ષા; વેર
પંચ=પાંચ કે તેથી વધારે માણસની મંડળી. વાંધો પતાવનાર લવાદ
કળા=હુનર; કસબ
કલ્પ્યો=કલ્પના કીધી; ધાર્યો
ટાપુ=બેટ
બાળા=છોકરી
સાંખી=ખમી; સહન કરી
શોભા=ખૂબસુરતી
શાંત થયું=નિરાંત વળી
દશા=હાલહવાલ; વલે
રૂબરૂ=હજુર
પીંછી=ચીતરવાની કલમ
છુપી=છાની; ગુપ્ત
છીપી છુપી ન રહે=કામ જણાઇ આવે
ઠરાવ=નિશ્ચય
ચિત્રકાર=ચિતારો
બેદરકારી=બેપરવા
ઉત્તેજન=પુષ્ટિ; મદદ
ઉત્તેજનદાખલ=ઉત્તેજન માટે
અભિપ્રાય=વિચાર; મત
નિરાશા=નાઉમેદ
વીલે મોઢે=ફિક્કે ચહેરે; ઝંખવાણો પડીને
અદેખાઇનું મોં બાળો
અદેખાઇ ન કરો

સવાલ—ચિત્રશાળામાં શું શીખવાય છે ? ઉપલા વર્ગમાં કેટલા વિદ્યાર્થી હતા ? ચિત્રકળામાં કોણ હોશિયાર હતું ? એની હોશિયારી જોઇ કોણ અદેખાઇ કરતું અને કોણ તેની બરોબરી કરવા

પ્રયત્ન કર્યું ? ત્રિભુવનની આબરૂને કાંઈક ઝમાડવા માટે કોણે શી યોજના કીધી ? પ્રાણજીવનનો સ્વભાવ કેવો હતો ? ચિત્રશાળામાં શી જાહેર ખબર ચોઢેલી હતી ? દરેક ઇનામ મેળવવા માટે કેવી તરેહના ચિત્ર કાઢ્યાં ? કોનું ચિત્ર સૌથી સારૂં હતું ? ઇનામ કોને મળ્યું ? એ ઇનામના રૂપીઆ કોને આપવામાં આવ્યા અને શા માટે ? પ્રાણજીવનને નિશાળમાંથી શા માટે કાઢી મૂક્યો ? સાર—જે પોતાનું ભલું ચહાતા હોય તેમણે હંમેશાં હરિફાઇ કરવી પણ અદેખાઇ કરવી નહિ.

| | | |
|---|---|---|
| પાઠ ૨૫. | આરામ=વિસામો | પરંતુ=તોપણ |
| સંન્યાસી=બ્રાહ્મણ સાધુ થએલો હોય તે | રાજવાડો=રાજકુટુંબને રહેવાની જગા | ઇશ્વરકૃપાથી=પરમેશ્વરની મહેરબાનીથી |
| પ્રવાસે=મુસાફરીએ | ભાન=સમજ; અક્કલ | સવાલ જવાબ=વાદ-વિવાદ |
| સંધ્યાકાળ=સાંજ | માર્ગે=રસ્તે | |
| નગર=શહેર | બોચી=ગરદન | સંબંધ=બાબત; વિષે |
| સરકારવાડો=રાજકુટુંબને રહેવાની જગા | એકાએક=ઓચિંતો; અકદમ | અત્રે=અહીંઆં |
| | | સ્થિર=કાયમ; અચળ |
| વ્યાઘ્ર=વાઘ | ગરબડ=શોરબકોર | ભેદ=તફાવત; ફેર; ફરક; |
| ચર્મ=ચામડું | સ્વામીજી=મુરબ્બીજી | આસન=બેસવાનું સાધન |
| વ્યાઘ્રચર્મ=વાઘનું ચામડું | મુકામ=વાસ | રાતવાસો=રાત ગાળવી તે |

સવાલ—સંન્યાસીએ ક્યાં મુકામ કર્યો ? સરકારવાડાને શું સમજી મુકામ કીધો ? સંન્યાસી રાજવાડાને ધર્મશાળા શા કારણથી કહેતો હતો ? સાર—આ દુનિયામાં આપણે મુસાફર જેવા છીએ.

| | | |
|---|---|---|
| પાઠ ૨૬ મો. | લોકોની હાલત તપાસવી તે | વેશે=પોશાકથી |
| નગરચર્ચા=શહેરમાં ફરી | | અચ્છે હો=સારા છો |

અમે=એ
તેરા ચલે=તારું ચાલે
માર ડાલીઓ=મારી નાખજે
પાદરી=ખ્રિસ્તી ધર્મનો બોધ કરનાર
ઉપદેશ=બોધ; શિખામણ
ભાષણ=વ્યાખ્યાન
પુરાણી=ઇશ્વર સંબંધી વાત વાંચનાર
કથા=ઇશ્વર સંબંધી વારતા
ફુલાયો=મગરૂર થયો
વાણી=બોલ
રસ=લહેજત; સ્વાદ
શ્રોતા=કથા સાંભળનાર
આંસુ ધારા વહે છે=રડે છે
ભાવિક=શ્રદ્ધાળુ; આસ્થાવાળા
કોમળ=નાજુક
ફીકા પડી ગયા=ઝાંખા પડયાં; મોં ઉતરી ગયું; ઉદાસ થયા
વતન=જાગીર
હક=માલકી; દાવો
દસ્તાવેજ=ખત; લખત
જાગીર=ઇનામમાં મળેલી જમીન
જપત=કબજ
બંદેનવાજ=ગરીબપર મહેરબાની રાખનાર
તાંબાપતરાં=તામ્રપત્ર
પ્રસન્ન=ખુશ
કાયમ કરી આપ્યું=બહાલ રાખ્યું; મંજુર કીધું; કબુલ રાખ્યું

સવાલ—અકબર બાદશાહે નગરચર્ચામાં શું શું જોયું ? રાજાએ નગરચર્ચા શા માટે જોવી જોઇએ ? રાજાએ દેસાઇની જાગીર શા માટે કબુલ રાખી ? પુરાણી શાથી ફુલ્યો ? પાછળથી પુરાણી ફિક્કો કેમ પડયો ? સારા રાજાઓએ-અમલદારોએ વેશ બદલી નગરચર્ચા જોવી જોઇએ ?

### પાઠ ૨૮ મો.

જિંદગી સુધી=મરતાં સુધી
સોદો=માલ
ભટકતો=રખડતો
ભાવ=કિંમત; મૂલ
રકઝક=તકરાર
મજલ=મુસાફરી
હેરાન=દુઃખી
ઘણે રસ્તે=ઘણે ઠેકાણે
બંદર=નદી કે દરીઆ કિનારે આવેલું શહેર કે જ્યાંથી ઘણો માલ આવજા થતો હોય તે
રાન=જંગલ
પડપુછ=તપાસ
મફત=વગર પૈસે
ટંગાઇ=લટકાઇ

### પાઠ ૨૯ મો.

સોદાગર=વેપારી
લાગલુંજ=તરતજ

| | | |
|---|---|---|
| લાગ=દાવ; લાગ | જાય | આશ=આશા |
| ઝિલાતો=ખમાતો; વેઠાતો | સરિતા=નદી | અંતરમાં=મનમાં |
| ગરાસીઓ=ઇનામી જમીનવાળો રજપુત | નીર=પાણી | જામે=ફેલાય; થાય |
| | સિંધુ=દરીઓ | જગદીશે=પરમેશ્વરે |
| કરગરીને=કાલાવાલા કરીને; આજીજી કરીને | સમાય=સમાવેશ થાય | કરૂણા=મહેરબાની |
| | પૂર્ણ=પુરૂં | ઘટતું=લાયક |
| પછડાયા=અફળાયા | નવ=નહિ | ફતું=સીલકમાંનું |
| અતિશય=ઘણો | તૃપ્તિ=સંતોષ | પાસનું=પાસેનું |
| લોભે લક્ષણ જાય=લોભ કરવાથી આબરૂ | તણી=ની; છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય | ખોય છે=ગુમાવે છે |

**સમજુતી**—ઘણી નદીઓનું પાણી દરીઆમાં ભળે છે; તોપણ સમુદ્રનું પેટ ભરાતું નથી, તેમ લોભી માણસને પૈસો મળે છે તોપણ તે સંતોષ પામતો નથી. તેને પાંચ રૂપીઆ મળે છે તો તે દશની ઉમેદ રાખે છે. જેને જે લાયક હોય તેને તે પરમેશ્વરે મહેરબાની કરીને આપેલુ હોય છે તે છતાં પણ લોભી માણસ લોભમાં ને લોભમાં પોતાની પાસે સીલકમાં હોય છે તે પણ ગુમાવે છે.
**સવાલ**—લોભીઆને કોણ ઓળખતું હતું ? લોભીઆએ બીજે ગામથી માલ લાવવાનો ઠરાવ શા માટે કર્યો ? નાળિએર માટે કયાં કયાં ગયો અને શું શું જવાબ મળ્યા ? લોભીઓ શાથી મરી ગયો ? **સાર**—અતિ લોભ એ પાપનું મૂળ છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૩૦ મો.** | રાજધાની=પાટનગર | શરણે=તાબે |
| પ્રતાપરાણો=મેવાડનો રાજા | તળેટી=પહાડના મૂળ આગળની જગા | ખેદ=દીલગીરી; અફસોસ |
| | | કુળ=વંશ; ઓલાદ |
| અસલ=જુની | શૂરો=શૂરવીર; બહાદુર | કન્યા=કુંવારી છોકરી |

પણ=બાધા; નિયમ
પુરતાં=જોઇએ તેટલાં
સાધન=સાહિત્ય
આરંભી=શરૂ કરી
પરાક્રમ=બહાદુરી
સેના=લશ્કર; ફોજ
તજવીજ=તપાસ
છુપે છુપે=છાને છાને
તૂટી પડતો=એકદમ હલ્લો કરતો
ખૂટતાં=ઓછાં થતાં
ગુફા=બખોલ
ધાસ્તી=ફીકર

ટળવળતા=ટળવળાટ કરતા
ભાણું=જમવા માટે પીરસેલી થાળી
ધીરજ=સબુરી; શાંતિ
દુઃખની અંદર=દુઃખને વખતે; દુઃખમાં
જાસુસ=છુપી તપાસ રાખનાર; બાતમીદાર
ઠાઠ=ભપકો
જાળવી=સાચવી
દરજ્જે=હોદ્દા
લહાણું=કંઇ વહેંચવું તે

ધન્ય=શાબાશ
ગ્રંથકાર=પુસ્તક બનાવનાર
દોલત=પુંજી
ખાનદાન=ઉંચા કુળની
તંગી=તંગાસ; ખોટ
નિભાવ=ટકાવ
ખાતરી=ભરોસો
સોગન=કસમ
સ્વતંત્ર=છુટો
દેહ મૂકયો=મરી ગયો
દેશદાઝ=દેશ લાગણી; સ્વદેશાભિમાન

**સવાલ**—ઇ. સ. ૧૫૬૮ અને ૧૫૭૬માં શી બીના બની? ઉદેસીંગ ક્યાં રહેતો હતો? ત્યાં તેને શું શું દુઃખ વેઠવું પડયું? એ દુઃખો એણે શા માટે વેઠયાં? ઉદેપુર કોણે વસાવ્યું? પ્રતાપ બીજે દેશ જવાનો શા માટે વિચાર કરતો હતો? પ્રતાપને કોણે મદદ કરી અને શા માટે? પ્રતાપને મદદ મળ્યા પછી તેણે શું કર્યું? મરતી વખતે પ્રતાપનો જીવ કેમ અકળાતો હતો? પ્રતાપને ક્યારે સંતોષ થયો? ભામાશાને શા માટે શાબાશી ઘટે છે? **સાર**—પોતાના કુળની આબરૂ સાચવવા માટે ગમે તેટલું દુઃખ પડે તોપણ તે સહન કરવું પણ આબરૂ જવા દેવી નહિ.

પાઠ ૩૧.

નિયમસર=નિયમ પ્રમાણે

વખતસર=વખત પ્રમાણે
ચઢતી=આબાદી

આધાર=આશરો
ગોટાળો=ગરબડ

| | | |
|---|---|---|
| પ્રયત્ન=ઘણી મહેનત | મુશ્કેલી=અડચણ | ઇતરાજી=ગુસ્સો; કરડી નજર |
| આરંભવું=શરૂ કરવું | અણગમતી=નાપસંદ | અમૂલ્ય=ઘણોજ કીમતી |
| ખલેલ=હરકત | બાબતો=વિષયો | વર્તવાની=ચાલવાની |
| ઠરાવેલા=નક્કી કરેલા | કીંમતી=અમૂલ્ય | અગત્ય=જરૂર |
| અમુક=ચોકસ | નિયમિતપણે=મુકરર કરેલા નિયમ પ્રમાણે | કેળવણી લીધાથી=વિદ્યા ભણવાથી |
| નડતર=અડચણ | આરામ=વિસામો | સરતાં=સોંઘાં |
| મુદત=વખત | કોશીશ=યત્ન; મહેનત | અસુરા=મોડા |
| કાળજી=ખંત; ચેટક | ઉંધુ વળે=બગડે; ખરાબ થાય | રાહ=વાટ |
| ભંગ થાય=તૂટે | વહેવાર=કામકાજ | |
| ગેરહાજર=હાજર નહિ તે | | |
| બહાના=ઓઠા | | |

સવાલ—પોષણ તથા ચઢતીનો આધાર શાની ઉપર છે? કામ કરવાની કેટલી રીત છે અને તે કઇ કઇ? પહેલી રીતથી શું નુકશાન થાય? બીજું કામ ક્યારે શરૂ કરવુ? વાયદા પ્રમાણે કામ પુરૂં કરવા માટે આપણે શું કરવું? નિયમ પ્રમાણે કામ કરવાથી શો ફાયદો? નિયમ પ્રમાણે કામ કરવામાં શું કીમતી ગણવું જોઇએ? આપણે નિશાળે મોડા જઇએ તેથી આપણા સિવાય બીજાને નુકશાન થાય ખરૂં? અને થાય તો તે શી રીતે? નાનપણમાં મોડું કરવાની ટેવ પડે તો મોટપણમાં શો ગેરલાભ થાય? નિયમ પ્રમાણે વર્તવાની જરૂર શાથી જાણવામાં આવી? શરમ ભરેલું ક્યારે કહેવાય? સાર—નિયમસર અને વખતસર કામ કરવાની ટેવ પાડવી.

પાઠ ૩૨.

| | | |
|---|---|---|
| માજી=જુના | ગયા | મમતી=પોતાની મરજી પ્રમાણે ચાલનાર |
| સ્વર્ગવાસ થયો=ગુજરી | સંતાન=છોકરાં | પાઠશાળા=ઉંચું સ્થાન |
| | હયાત=જીવતા | |

| | | |
|---|---|---|
| ાપનારી શાળા | રક્ષક=રક્ષણ કરનાર | પંથ=ધર્મનો માર્ગ |
| =પોતે | સંપ્રદાય=ધર્મનો માર્ગ; પંથ | દેવલોક પામ્યા=ગુજરી ગયા |
| ુ=જુવાન | મરદાની=પુરૂષને શોભે તેવી | પ્રાર્થના=માગણી |
| =લાગણી; દયા | અટકાવ=બાધ | પ્રસિદ્ધ=જાણીતા |
| ક્ષા=તોલ | છૂટ=રજા | સલાહકાર=સલાહ આપનાર |
| ાશાસ્ત્ર=વહાણ | | |
| લાવવાની કળા | | |

ાવાલ—હિંદના માજી શહેનશાહનું નામ શું ? એમનો જન્મ તથા વર્ગવાસ ક્યારે થયો ? રાજમાતા એલેકઝાંડ્રાને ઓળખાવો. શહેનશાહ ડવર્ડના હાલમાં કેટલા કુંવર તથા કુંવરીઓ હયાત છે ? માજી હેનશાહમાં કઇ કઇ ઉંચી શક્તિઓ હતી ? લશ્કરી સિપાઇના શા મેં છે એ માજી શહેનશાહ કયા કારણથી જાણતા હતા ? મહારાજા ડવર્ડ શા તરીકે જગજાહેર છે ? સાર—આપણી પાસે ઘણી દોલત યા જાગીરો હોય તોપણ મોજમજા ને આળસમાં વખત માવવો નહિ.

| | | |
|---|---|---|
| પાઠ ૩૩. | મુર્ખાઇ=બેવકુફાઇ | અવયવો=ભાગો |
| ણો=બટકો | શેખી=પતરાજ | ચલણ=સત્તા |
| વો=બેડોળ; કદરૂપો | અન્યાય=ગેરઇન્સાફ | ખોડખાંપણ=એબ |
| =ગુનો, વાંક | લંગડો=પગે ખોડવાળો | કૃતિ=કરેલું તે; કામ |
| =ખાંપણ; ખામી | બાડો=જેની આંખની કીકી ત્રાંસી હોય તે | રચના=બનાવટ |
| ુર=ઇચ્છાવાળો | મુંગો=જેનાથી મોઢે બોલાય નહિ તે | સંપૂર્ણ=પુરેપુરૂં |
| =સવાલ | | રૂપ=દેખાવ |
| ાન=હેરાન | | |

પ્રશ્ન—કેશવલાલને હસવું કેમ આવ્યું ? મોતીલાલે હસવા માટે

ના કેમ કહી ? કેશવલાલને શું દાખલો બતાવ્યો ? મોતીલાલે શું કહ્યું ? કેશવલાલે પોતાની ખાતરી કરવા માટે કોને પૂછ્યું ? નિશાળમાં મહેતાજી પધારે ત્યારે કેવો વિવેક કરવો જોઈએ ? મહેતાજીના મનમાં એજ પ્રશ્ન વિષે આજે વિચાર શા કારણથી આવ્યો ? ખોડખાંપણ કે બુદ્ધિની ખામી હોય તેની મશ્કરી શા માટે ન કરવી તે સમજાવો. કઇ વાતમાં શરમાવું અને કઇ વાતમાં ન શરમાવું ? સાર—શરીરની ખોડ અથવા બુદ્ધિની ખામી જોઇ કોની મશ્કરી કરવી નહિ. કારણ કે એ પરમેશ્વરની મજાક કર્યા જેવું છે.

| પાઠ ૩૪. | વિદાય કર્યા=પાછા કાઢ્યા | બંદેનવાજ=ગરીબપર મહેરબાની રાખનાર |
|---|---|---|
| વિનોદી=આનંદી | જહાંપનાહ=દુનિયાનું રક્ષણ કરનાર, પાદશાહ | બેઅદબી=અવિવેક |
| મૂળ=અસલ | નામદાર=પ્રખ્યાત; નામીચા | સડક=દિંગ; છક |
| હાજરજવાબી=તરતજ જવાબ આપે એવો | ખડકી=ગોઠવી | |
| શૂળી=ફાંસી | | |

સવાલ—અકબર પાદશાહ કયારે ગેરવાજબી હુકમ કરતો ? બીરબલ તે હુકમ કેવી યુક્તિથી ફેરવાવતો ? પાદશાહે એક દિવસ શું હુકમ કાઢ્યો ? શા કારણથી ? બીરબલ પાસે કોણ આવ્યા ? શૂળી જોવા માટે પાદશાહને શા માટે તેડી ગયો ? પાદશાહે કઇ કઇ ધાતુના શૂળી જોઇ ? તે જોઇ પાદશાહે શું પૂછ્યું ? બીરબલ શું જવાબ દીધો ? અકબરે પોતાનો હુકમ શા માટે ફેરવ્યો ? સાર—દરેક માણસે સમયસૂચકતા વાપરી કામ કરવું.

| પાઠ ૩૫. | દક્ષિણી=દક્ષિણના રહેવાશી | રહેવાસી |
|---|---|---|
| કાનડી=કાનડાના રહેવાશી | ગુજરાતી=ગુજરાતના | કાઠિઆવાડી=કાઠિઆવાડના રહેવાસી |

કચ્છી=કચ્છ પ્રાંતના રહેવાસી

શીઆ સુન્ની=મુસલમાનના ધર્મના પંથ

ચહેરો=મોંનો સિક્કો; શિકલ

પહેરવેશ=પોશાક

રીતરિવાજ=ધારા

અનુસરતા=મળતા

વર્ણ=જાત

ચોટલા=શીખા

જુલફા=લટીઆ

સાફ=આખું; બધું

ચોરણો=પગે બેસતો અને જાંઘેથી પહોળો લેંઘો

કંમર=કેડ

ભેટ=કેડથી પગ સુધી લટકતું લુગડું વીંટાળવું તે

ઇજાર=સાંકડા પાયચાનો લેંઘો

ઘાઘરો=ફરતો ઘેરવાળો ચણીઓ

ઓઢણું=છોકરીનું ઓઢવાનું લુગડું

લાજ કાઢે છે=માથાપર ઓઢેલો છેડો મોઢાપર લાવે છે તે

સુરવાલ=પાટલુન

સદરો=ટુંકા બાહેનું મોટું પહેરણ

કસ્તી=પારસી લોકો ઊનની વણેલી પાટી કંમરપર બાંધે છે તે; જનોઇ

નાતબહાર=બીજીનાતમાં

રિવાજ=ધારો

હાથેવાળો=વર કન્યાના હાથો હાથ મેળવીને

ખાંડું=કન્યાને માંડવે વરરાજા ન જતાં બે ધારવાળી તરવાર મોકલવામાં આવે છે તે

વિધવા=જેનો ધણી મરી ગયો હોય તે સ્ત્રી; રાંડેલી

હલકી વર્ણો=નીચ જાતે (કાળી, દુબળા વગેરે)

છુટ=રજા; પરવાનગી

છુટ હોય છે=બાધ હોતો નથી

હરકત=ગફલત; અડચણ

શબ=મુડદું

સગડો=અસ્તુ, પારસીના મુડદા મૂકવાનો કુવો

બોલી=ભાષા

રોટી=રોટલી

ભાકર=રોટલી

બોટી=માસ

ભાકર=રોટલી

**સવાલ**—મુંબઇ ઇલાકામાં મુખ્ય વસ્તી કયા કયા લોકની છે? હિંદુઓના કેટલા વર્ગ પાડી શકાય? મુસલમાનના કેટલા ભાગ પાડી શકાય? એ ભાગ શા ઉપરથી પડ્યા છે? એ ત્રણે જાતો ઓળખવાની નિશાની આપો. એ ત્રણે જાતોના રિવાજ સમજાવો. ગુજરાતમાં કયા લોકો

દારૂ પીએ છે તથા માંસ ખાય છે? એ ત્રણે જાતમાં બેરાં ઓળખવાની નિશાની આપો, બોલી વિષે કહેવત બોલો અને તેનો દાખલો આપો. સાર—દેશ દેશના રીત રિવાજ તથા બોલી જુદી હોય છે.

### પાઠ ૩૬.

વિશ્વામિત્ર=ગાધી રાજાના પુત્ર; સપ્ત ઋષિમાંના એક
વસિષ્ઠ=રામચંદ્રના ગુરૂ
જાણીતા=પ્રખ્યાત
કુળગુરૂ=રાજગોર; પુરોહિત
મૃગયા=શિકાર
આશ્રમ=મઠ
આવકાર=આદરમાન
વાનીનું=વસ્તુનું
કામધેનું=મનમાં ધારેલી વસ્તુ આપનાર ગાય
માગણી=માગું
બળાત્કારે=જોરજુલમથી
અગણિત=ઘણાજ
વીર=યોદ્ધા
તપોબળ=તપ વડે જે શક્તિ મળે છે તે
રાજબળ=રાજ વડે જે શક્તિ મળે છે તે
વિસાત=ગણત્રી
પદવી=ઓધ્ધો
રાજપાટ=રાજગાદી
ભારે તપ=ઘણી તપશ્ચર્યા
ભૂલથાપ=ભૂલાવો
ભંગ=નાશ
બ્રહ્માર્ષિ=બ્રાહ્મણ ઋષિ થયો હોય તે
રાજર્ષિ=રાજાએ માન્ય કરેલા ઋષિ
નિર્મળ=ચોકખું
સિદ્ધિ=મેળવવી મુશ્કેલ એવી વસ્તુ તે; શક્તિ. (એ આઠ પ્રકારની ગણાય છે અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ)

સવાલ—વિશ્વામિત્ર કોણ હતા? એ ઋષિ શી રીતે થયા? વિશ્વામિત્રને કઇ પદવી મેળવવાની ઇચ્છા થઇ અને શા ઉપરથી? વિશ્વામિત્રની વાત કહો. સાર—(૧) ઘણી મહેનત કરવાથી ધારેલી વસ્તુ પ્રાપ્ત થાય છે. (૨) જેનામાં ક્રોધ અને માનની ઇચ્છા હોય છે તેનામાં સારા ગુણ આવતા નથી.

### પાઠ ૩૭.

ખસેડવા=દૂર કરવા
વિઘ્ન=હરકત; અડચણ
કામ હાથ પર લે છે=કામની શરૂઆત કરે છે
કાગરે=હિંમતવાન
અમર=મરે નહિ એવું
પરવા=દરકાર; કાયમ
આયલ=મંડયા રહેવું તે;

ફરી ફરીને કરવું તે
ર મારીશ=જીવતો
મારીશ
ાંન્સ=યુરોપ ખંડની
પશ્ચિમમાં એક દેશ છે
જિનેર=આંધકામ જા-
ણનાર
સંયોગીભૂમિ=બે મોટા
ભાગને સાંધનારો જમી-
નનો સાંકડો ભાગ
પાધરાં=સીધાં
નહેર=નદીમાંથી પાણી
લઇ જવા ખોદેલો ખાડો
છાતી=હિંમત
મહાભારત=ઘણું કઠણ
ખ્યાલ=વિચાર
બેશક=નક્કી
સીધી=હબસી નામે એક
જાતના લોક
તોડ=નિકાલ
ફેંક્યાં=દૂર કીધાં
તરીકે=ગણીને; માનીને
અગર=અથવા
ગુલામગીરી=જબરજસ્તી
થી ગુલામ કરવાનો
રિવાજ
મફળ થયો=પાર પડ્યો
એક સામટા=એકદમ
ગુલામ=વેચાતો લીધેલો
ચાકર

સવાલ—બાયલો તથા હિંમતવાન કોને કહેવો ? ક્યા ક્યા માણસો હિંમતવાન થઇ ગયા અને તેમણે શું શું કામો કર્યાં તેમને શું શું હરકતો નડી ? ગુલામો વેચવાનો ધંધો કોણે બંધ કરાવ્યો ? ગુલામગીરી કયા સનમાં બંધ થઇ ? સાર—જે કામ આરંભવું તે પુરૂં થતાં સુધી છોડવું નહિ ને હિંમત હારવી નહિ

પાઠ ૩૮.

પટરાણી=રાજાની મુખ્ય
રાણી
કાં=કેમ
પરોવાયું=લાગ્યું
આતક ચકવા=એક જાત-
નાં પક્ષી
પ્રતિદિન=હંમેશાં
ભર=મધ્યે
ઘુવડ=એક જાતનું પક્ષી
(એનો દેખાવ ઘણો
કદરૂપો હોય છે. એ-
નાથી દિવસે દેખાતું
નથી )
નિજ=પોતાનો
વાસ=રહેઠાણ
નિજવાસ=પોતાનો મુ-
કામ
હરાયો=હરામનો; પાર
કાનો
વતન=જાગીર
જતન=રક્ષણ
ગુંજામાં=ગજવામાં
દી=દિવસ
બે=બીક; ભો
આફળા=ગાભરા
શેતરંજ=બુદ્ધિબળની

| | | |
|---|---|---|
| રમત | હઠ=જીદ્દ આડાઇ | ખીલાને જોરેજ=ધણીની |
| દીનાનાથ=ગરીબનો | દાવો=હક | હૂંફથી |
| ધણી; પરમેશ્વર | રણવાસ=જનાનખાનું | ખલોટાવું=અનુભવ લેવો |
| પડ=કકડો; દાવખેલ | સણુગ્રામ=લડાઇ; જુદ્ધ | વિદ્યા=હુન્નર, કળા |
| લહાવો=ઓરીઓ | સિંહેણુ=સિંહની માદા | ખાળો=અટકાવ |
| શૂર=શૂરાતન; બહાદુરી | પાણી=બળ; જોર | હારે=સાથે |
| પડશે તેવા દેવાશે=જેવું | બાણુ=તીત | જશ=કિતિ; આબરૂ |
| દુઃખ પડશે તેવો તેનો | ચોટ=દાવ | કાળજાં ફાડશે=પેટમાં |
| ઇલાજ થશે | ભાગ્યે=જવલ્લે; કવચિત | ધાસ્કા પડશે |
| જુદ્ધ=યુદ્ધ; લડાઇ | કાચી=ઓછી; થોડી | શમી=મટી; દૂર થઇ |

**સવાલ**—પ્રતાપસિંહ શા કારણથી ઉદાસ હતા ? કોને ચિંતા હોય અને કોને ન હોય ? એ વિષે ડાહ્યા કવિઓ શું કહે છે ? રાણી અને પ્રતાપસિંહ વચ્ચે શું શું વાદવિવાદ થયા ? સાર—ધણિઆણીએ ધણીના હુકમને તાબે થવું.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૭.** | ઉંચે ઊડવાના સાંચા= | પ્રતિબિંબ=કાચ કે પા- |
| છાંટાએ=જરાપણ | બલુન | ણીમાં દેખાતી સામી |
| ઉદ્ધત=ગમે તેમ ચાલનાર | આતુરતા=ઇંતેજારી | છબી |
| હજુરી=પાસે રહેનાર | હોજ=પાણીની મોટી | જાગીર=કામના બદલા- |
| નોકર | ટાંકી | માં મળેલી જમીન. |

**સવાલ**—અકકલબાજખામાં અક્કલ કેટલી હતી ? એની અકકલની વાત કહો. સાર—ઉપરીઓ અવિચારી હોય ત્યારે તાબાના માણસોએ સમય-સૂચકતા વાપરી કામ કરવું.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૮.** | રાતના બારનો વખત | ચાંટા=ચૂમ |
| મધરાત=વચલી રાત; | ફેરણી=ચોકી, ફેરી; રોન | ફડાફડ=ફડફડ |

જંબાવાળા=જંબો શાખનાર
નીસરણી=સીડી
માંડીને=ગોઠવીને
પથારી=બીછાનું
રૂંધાઈ=ગુંગળાઈ
તાજો વા=ચોકખી હવા
જાગૃતિ=ભાન, શુદ્ધિ
લાગ=દાવ; વગ
વાડાની ભીંત=વંડો
પાધરોજ=તરતજ
હડસેલો=ધક્કો
ધ્રૂજતાં=કાંપતા
ફેરા=આંટા; ચક્કર
છાતીવાળા=હિંમતવાન
અણીશુદ્ધ=વગર ધુળજો
જોખમ=સંકટ
સૂંઢ=કપડાની નળી
આંકડી=ખેંચીને પાડવાનું ઓજાર
ગોટાળો=હરકત
ઓલવાઈ=બુઝાઈ

સવાલ—રાત્રે સિપાઈઓ કેમ ફરતા હતા? તેઓના જોવામાં શું આવ્યું અને તેઓએ શું કર્યું? સુથારના ભાઈબંધે કેટલા માણસના જીવ બચાવ્યા અને શી રીતે? કયા કયા માણસના જીવ બચાવ્યા? સાર—મિત્રને આફતની વખતે મદદ કરવી, એ આપણી ફરજ છે.

## પાઠ ૪૨.

મૃગજળ=ઝાંઝવાનું પાણી (ખરૂં પાણી નહિ પણ હવાના તપવાથી દેખાતું પાણી)
કરડા=સખત
પાધર=સપાટ
પ્રદેશ=મોટો દેશ
વિચિત્ર=તરેહવાર
દેખાવ=ભાસ
આબેહુબ=મૂળને પુરેપુરો મળતો
ભર ઉનાળામાં=ફાગણ ચૈત્રમાં
ભાસ=દેખાવ
ખારાઘોડા=એ વીરમગામ પાસે ગામ છે. (અહીં વરાગડું મીઠું પાકે છે)
માહીતગાર=જાણીતા
મિનારા=બુરજ
ઘુમટ=અર્ધગોળ શિખરવાળું ઢાંકણ; છત્રીના ઉપલા ભાગ જેવો દેખાવ
ભોમીઓ=જાણીતો
ચકિત=સ્તબ્ધ; દિંગ
પ્રવાસી=મુસાફર

સવાલ—મૃગજળ તે શું? તેથી લોકો કેમ ભુલાય છે? કયા લોકો મૃગજળને ઓળખી શકે છે? મૃગજળને લીધે કેવા કેવા

દેખાવ માલમ પડે છે ? મૃગજળ તથા એને લીધે જે દેખાવો દેખાય છે તેનું કારણ સમજાવો. મૃગજળ કયાં કયાં દેખાય છે અને ક્યારે દેખાય છે. સાર—મૃગજળ એ ખરેખરૂ પાણી નથી, પણ તપવાથી મેદાનમાં અથવા રેતીના રણમાં મૃગજળ દેખાય છે. આ દુનિયા મૃગજળના જેવી છે, કારણ મૃગજળને લીધે ખરા દેખાવો ન હોવા છતાં દેખાય છે તેમજ દુનિયા આપણને દેખાય છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૩.** | કર્યો | કુઇ=નાનો કુવો |
| મહિમા=મોટાઇ | માથાથી પગ સુધી= ધણીજ | ડોકીરૂં=ડોકું |
| ગુફા=બખોલ | ઝાળ=ગુસ્સો; ક્રોધ | ગર્જના=ગડગડાટ |
| કોહલું=ફાડી ખાનારૂં જનાવર | લાલચોળ=રાતા | ઘોસ=સામો અવાજ |
| સુઝી આવ્યો=માલમ પડયો | નાલાયક=બદમાસ | બાથ ભીડવી=સામા થવું |
| આંતર્યો=ઘેર્યો, કબજે | અબઘડી=હમણાં ને હમણાં | પાણી ભરે છે=હિસાબ-માં નથી; ઉતરતું છે |

સવાલ—દુર્દાંતસિંહ પોતાનું ગુજરાન શાથી ચલાવતો ? રોજ કેટલા પશુ મારતો હતો ? બધા પશુઓએ મળી શું વિચાર કીધો ? કોહલાએ શું યુક્તિ વાપરી ? સાર—( ૧ ) બુધ્ધિ આગળ જોર કંઈ વિસાતમાં નથી. (૨) શેરને માથે સવાશેર હોય છે માટે અહંકાર કરવો નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૪** | ટાંકી=હોજ | ને બીજી શંકવાકારની હોય છે) |
| નળ=લોઢા કે ચિનાઇ માટીના ભુંગળાં | જવલ્લેજ=ભાગ્યેજ | છીણી=ધાતુ કાપવાનું ઓજાર |
| જન્મારામાં=જિંદગીમાં | તીકમ=જમીન ખોદવાનું ઓજાર; (એની એક ધાર કોદાળી જેવી | પેચ=આંટો |
| ઠેર ઠેર=ઠેકાણે ઠેકાણે | | |

| | | |
|---|---|---|
| સફાવો=ઠોક; ચકલી | સિપાલિટી | ચાલતો સંચો |
| ટોટી=નળની ભોલી | જંગી=ઘણી મોટી | જોડાણ=સંધાણ |
| દડદડ=ધડધડ | સગવડ=જોગવાઇ | આગ=લાહે |
| સુધરાઇ ખાતું=મ્યુનિ- | વરાળયંત્ર=વરાળથી | ભોધ=ભાન; સમજ |

સવાલ—શહેરમાં મીઠું પાણી નળ વાટે ક્યાંથી આવે છે ? એ ટાંકીઓ ઉંચી બાંધવાનું કારણ શું ? નળનું જોડાણ શી રીતે કરે છે તે સમજાવો. મીઠા પાણીના નળથી શો લાભ ? નદીના મુખ આગળ કુવા નહિ ગાળવાનું કારણ શું ? સાર—પાણી વગેરે પ્રવાહી પદાર્થ જેટલી ઉંચાઇએથી આવે તેટલી ઉંચાઇએ ચઢી શકે છે. મતલબ કે પ્રવાહી પદાર્થોમાં સરખી સપાટીમાં રહેવાનો ગુણ છે.

| | | |
|---|---|---|
| પાઠ ૪૫. | વિદાય થયા=ગયા | ઉકરડા=છાણ મૂત્ર વગેરે |
| તંદુરસ્તી=સુખાકારી | મધુરું મધુરું=જરા જરા | કોહવવાની જગા |
| આરોગ્યતા | શોખ=ઇચ્છા; પ્રીતિ | જાજરૂ=સંડાસ |
| સબળ=મજબુત | ખુલાસો=સમાધાન | થાળું=મથાળું; કૂવાના |
| બિમારી=રોગ; વ્યાધિ; | ખાટલે પડેલાં=માંદા; | ઉપર છોબંધ ઢાળ |
| મરડો=પેટમાં દુઃખી ને | બિમાર | પડતું બાંધેલું હોય તે |
| ઝાડો થવાનો રોગ | લાગણી=દાઝ; દયા | ગંદકી=ગોબરવાડ |
| સંઘરણી=વારે વારે ઝાડા | ચાંપતા=તરત; લાગલા | મરી=ઉતરી |
| થવાનો રોગ | કાસળ=મૂળ; જડ | જંતુ=નાના જીવડા |
| અભાવ=અરૂચી; અપ્રીતિ | ભર=ગીચ; ઘણી | કોઢ=ઢોર બાંધવાની જગા |

સવાલ—ગામમાં મરણનું પ્રમાણ વધ્યું ત્યારે કોણે કોની મારફત તપાસ કરાવી ? ગામના લોકો કયા કયા રોગથી પીડાતા હતા ? સાહેબે એ શાથી જાણ્યું ? ગામમાં રોગના મૂળનું કારણ શું હતું ? સાહેબે રોગનું મૂળ કારણ જે પાણી તે બાબત શું શું હકીકત કહી ? પાણી

સ્વચ્છ કરવાની કેટલી ને કઇ કઇ રીત છે? દૂધ સ્વચ્છ રાખવા માટે શું શું ભલામણ કરી? પાણી તથા દૂધમાં હવા ચૂસવાનો ગુણ છે કે નહિ હોય તો દાખલો આપી સમજાવો. સાર—સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી તથા સ્વચ્છ ખોરાકનો ઉપયોગ કરવાથી રોગ થવાની ધાસ્તી રહેતી નથી, માટે ઉપરની ત્રણ બાબતો પર ખાસ કાળજી રાખવી.

પાઠ ૪૭.

વર્તણુક=ચાલચલગત
પ્રમુખપદ=સભાના ઉપરીની જગા.
હજુર=આગળ
રજુ=મોજુદ
પરવડતી=અનુકૂળ આવતી
તસ્દી=મહેનત
વેતરૂ-મફત મજુરી
મીઠું મરચું ભભરાવીને=વાત વધારીને
સુગંધ=સારી વાસ; ખુશબો
દુર્ગંધ=નઠારી વાસ
શોગ=દિલગીરી
ગાંડપણ=ગાંડાપણું; મુર્ખાઇ
પોષણ=ગુજરાન
નબીઓ=પયગંબરો
આવેશ=ક્રોધ
અસર=લાગણી
ટટાર થયા=અસલ સ્થિતિમાં આવ્યા
આરોગ્ય=તંદુરસ્ત
તનમહેનત=શરીરની મહેનત
નિભાવ=ગુજારો

સવાલ—હાથ પગ, જીભ, દાંત, નાક, કાન એ દરેક શું શું કામ કરે છે તે કહો. પેટ શું કામ કરે છે તે કહો. મગજ શું કામ કરે છે? બધા અવયવોએ કામ કરવું બંધ કીધું તેથી શું પરિણામ આવ્યું? આપણને એક બીજાની મદદની જરૂર છે તે દાખલો આપી સમજાવો. (જુઓ પાઠ ૬.) સાર—આ દુનિયાનો આધાર એક બીજાની મદદ પર રહેલો છે.

પાઠ ૪૮.

દેલવાડા=દેવળવાડા; આબુ પર્વત ઉપરના દહેરાનો ભાગ
પ્રેમ=આસ્થા; શ્રદ્ધા
કુંભારીઆ=એ આરાસુર પર્વત ઉપર છે
પાલિતાણા=કાઠિઆ- વાડમાં શેત્રુંજા પર્વત પાસે શહેર છે
ગીરનાર=કાઠિઆવાડમાં મોટો પર્વત છે

